ગાંડીવ બાલોદ્યાનમાળા

પુષ્પ : : ચોથું

# મૂરખરાજ

કાઉન્ટ લીયો ટોલ્સ્ટોય

અનુવાદક

નટવરલાલ વીમાવાળા




પ્રગટકર્તા

ગાંડીવ સાહિત્ય મંદિર

૧૮૦—કેળાંપીઠ

સુરત

મુદ્રક: પ્રકાશક
ઈશ્વરલાલ વીમાવાળા
ગાંડીવ મુદ્રણાલય
કેળાંપીઠ,
સુરત



# મૂરખરાજ

અને તેના બે ભાઇઓ એ નામનું પુસ્તક અમારા તરફથી આગળ બહાર પડયું હતું, તે આ નહિ. જુદુંજ. કેમકે આ આખી વાત મેં ફરીથી બાલકોના વાચનના દૃષ્ટિબિન્દુથી સવિસ્તર અને ટુંકા ટુંકા સરળ વાકયો વડે લખી નાંખી છે. આ વાત માત્ર બાલ ઉપયોગીજ છે એવું નથી. પરંતુ એની ગુંથણી એવી છે કે બાલકો એને અત્યંત હોંશથી વાંચે. અને મોટાંઓ માટે લખાયેલું સાહિત્ય બાલકો નથી વાંચી શકતાં, પણ બાલકોની દૃષ્ટિથી લખાયેલું સાહિત્ય તો સૌ કોઇ વાંચીજ શકે. એટલે હવે પછી આ પુસ્તકને વધારેજ આદર-સત્કાર મળશે એવી શ્રદ્ધા છે. ન. વી.

ઈનામ માટે ] ૦-૮-૦ [ મંજુર છે.
૧૯૩૧: ચોથી આવૃત્તિ :૧૯૮૭

(૧)

એક વેળા કોઇ દેશમાં એક પૈસાદાર ખેડુત રહેતો હતો. એને ત્રણ દીકરા અને એક દીકરી, એમ ચાર બાળકો હતાં. દીકરાઓમાં મૂરખરાજ મોટો હતો. વચલો ધનવંત કહેવાતો. છેક નાનાનું નામ સમશેર બહાદુર હતું. દીકરી બહેરી અને મુંગી હતી પણ તેનું નામ મોંઘી પાડેલું હતું. મોંઘી પરણી નહોતી.

હવે આ ત્રણ ભાઇઓમાંથી છેક નાનો સમશેર બહાદુર શૂરો સિપાઇ હતો અને જ્યારે જ્યારે લડાઇ થતી ત્યારે ત્યારે મેદાને પડતો. તેણે એજ ધંધો પસંદ કર્યો હતો.

વચલો ધનવંત વેપાર કરવામાં કુશળ હતો અને તેણે એજ રસ્તો પકડયો હતો.

પણ મૂરખરાજ તો મોંઘીની પેઠે બાપને ત્યાંજ રહ્યો. એ ખેતરમાં ખુબ કામ કરતો—એટલું બધું કામ કરતો, કે એની પીઠ પણ બેવડ વળી ગઇ હતી !

સમશેર બહાદુર લઢવે ઉસ્તાદ હતો, એટલે તેને પૈસા કમાવામાં મુશ્કેલી પડી નહિ; તેણે સારૂં ધન ભેગું કર્યું. પછી એણે લગ્ન કર્યું. એક સારા આબરૂદાર માણસની દીકરી વેરે તેણે પોતાનો સંબંધ બાંધ્યો. પણ આ બાઈ ભારે ઉડાઉ નીકળી. સમશેરનો પગાર મોટો હતો અને એને ભારે ભારે જાગીરો પણ મળેલી હતી. પણ એની સ્ત્રી, એના પગાર કરતાં ખૂબ વધારે ખરચ કરતી; તેથી તેમનો હાથ હમ્મેશ ભીડમાં રહેતો. એટલે સમશેર પોતાની જાગીરની આવક ઉઘરાવવા નીકળ્યો, ત્યારે એના વહીવટદારે એને જણાવ્યું કે: હજુર, આપણી પાસે હવે આવકજેવું કશું રહ્યું નથી. ગાય, ઘોડા,

ઢોરઢાંખર બધું વેચી ખાધું. હથિયાર પણ ગીરો મૂકાઇ ગયાં. હળ સરખુંયે રહ્યું નથી. તો બીજી વાત શી? એ બધું ફરી વસાવી આપો, તો આવક થાય ખરી.

(૨)

આ સાંભળી સમશેર તો તુરત પોતાના બાપ પાસે ગયો. જઇને પિતાને કહે છે કેઃ બાપુ, તમારી પાસે ખજાનો ભરપુર છે, ને મારી પાસે તો તળીયું જણાય છે; માટે તમારી દોલતમાંથી મારો ત્રીજો હિસ્સો મને આપો, તો જાગીરોને હું બરાબર સુધારૂં.

ડોસાએ જવાબ દીધોઃ ભાઇ રે, તું તો ખરો શૂરવીર દેખાય છે! મારી દોલતમાં એક ફુટી બદામ તેં ઉમેરી નથી આપી તો પછી હવે ભાગ શા સારૂ પડાવવા ઇચ્છે છે? જો, સૌથી મોટો અને મોંઘી બંને મારે ત્યાં ખૂબ કામ કરે છે. તને ત્રીજો હિસ્સો આપી દઉં, તો તેમને અન્યાય નહિ થાય?

સમશેરે કહ્યું: બાપા, એમ કેમ બોલો છો? મૂરખમાં તે કયી આવડત છે જે? ને મોંઘી તો સ્ત્રી જાત છે, તથા વળી બહેરી ને મુંગી છે. એ બેને તે વળી પૈસાની શી જરૂર પડવાની છે?

બાપે કહ્યું: ઠીક છે; તો આપણે મોટાને પૂછી જોઇએ.

મોટાએ–મૂરખે જવાબ દીધો: સમશેર કહે છે એ ખોટું નથી; ભલે એને એનો હિસ્સો મળે.

મૂરખનો જવાબ સમશેરને મીઠો મધ જેવો લાગ્યો. મૂરખની સંમતિ મળી એટલે બાપે પણ પોતાની નાખુશી દૂર કરીને પોતાની મિલ્કતનો ત્રીજો હિસ્સો સમશેરને આપ્યો. તે લઇ જઇને સમશેર તો પાછો પોતાના દેશના રાજાની ચાકરીમાં રજુ થઇ ગયો.

( ૩ )

બીજી બાજુ વેપાર ધંધામાં પાવરધા થયેલા ધનવંતભાઇ પણ પૈસા સારો રીતે પેદા કરતા હતા. પણ તેમનાં વહુરાણી તેવીજ અથવા તેથીયે

વધારે સારી રીતે તે ઉડાવી દેતાં હતાં. ખાવા પીવામાં અને કપડાં લત્તામાં પાર વિનાનું વાપરવા જોઇએ, એટલે પછી નાણાં ક્યાં સુધી પહોંચે? તેથી ધનવંત પણ બાપ પાસે ગયો, અને સમશેરની પેઠેજ તેણે પણ પોતાના ત્રીજા ભાગના હિસ્સાની માંગણી કરી.

ડોસાએ સમશેરને આપ્યો હતો, તેવોજ જવાબ આપ્યો: બેટા, તેં ઘરના કામમાં એક સળી ભાંગીને બે નથી કરી. તારા મોટાભાઇએ મહેનત કરી કરીને પોતાનો બરડો પણ બેવડો કરી નાંખ્યો છે. મોંઘી પણ કેટલું બધું વહિંતરૂં કરે છે? તો પછી તને દોલતમાંથી હિસ્સો આપી દઉં તો એ બેનું શું થાય?

એટલે ધનવંતે ઉઠાવીને જવાબ આપ્યો: મૂરખો તો ખરેખરો મૂરખો છે. તેનામાં કશી આવડત નથી. તેને કોણ પોતાની દીકરી આપવાનું છે, કે એ પરણે? એટલે એને ને મોંઘીને તો દાળભાત મળ્યા એટલે વાહ વાહ!

પછી એણેજ મૂરખાને કહ્યું: મૂરખા, મને દાણા દુણીમાંથી અરધોઅરધ નહિ આપે? મારે તારાં હળ જોઈતાં નથી. જાનવરોમાંથી ફક્ત પેલો કાબરો ઘોડો તારે હળ માટે નકામો છે તે આપજે, એટલે થયું.

મૂરખે મોં મલકાવીને કહ્યું: ભલે ભાઇ, તું એથી રાજી થતો હોય, તો મારે શો વાંધો? મારે જરા વત્તી મહેનત કરવી પડશે, એટલુંજ ને? ભલે, લઈ જા.

આમ ધનવંતને પણ લાભ થઇ ગયો. તે પોતાનો ભાગ લઇને વિદાય થયો.

(૪)

આણી મેર મૂરખરાજ પુષ્કળ કામ કર્યાં કરતો. મોંઘી પણ તેની મદદમાં ખડી રહેતી. માબાપ તો હવે ઘરડાં થયાં હતાં; એટલે સમશેર તથા ધનવંત સારો સારો હિસ્સો લઇ ગયા તેથી ઘરમાં ઝાઝું કંઇ રહ્યું નહિ. ઢોરમાં ફક્ત એક ઘરડી ઘોડી રહી. તેની મદદથી મૂરખ ખૂબ ખે-

ડકામ કર્યાં કરતો અને જેમ તેમ કરી માબાપનું, બ્હેનનું અને પોતાનું ગુજરાન ચલાવતો.

( ૫ )

ભાઇ ભાઇના ભાગ પડ્યા, અને તે જરાયે તકરાર વિના, એ શયતાનને બહુ વસમું લાગ્યું. સેતાન ઉરફે શયતાન તો ટંટાનો રાજા; તેને તો લડાઇ ટંટો થાય તેજ ગમે કેની ?

એટલે તેણે પોતાના ત્રણ સરદાર તેડાવી મંગાવ્યા, અને કહ્યું: “હણે, પેલા ગામમાં મૂરખો અને તેના બે ભાઇઓ વસે છે. દુનિયાના સામાન્ય રિવાજ પ્રમાણે બાપિકી મિલ્કતના ભાગલા પાડતાં તેમણે લઢવું જોઇતું હતું. પણ પેલા મોટા—મૂરખાની—બેવકુફીને લીધે તેઓ સીધેસીધા છુટા પડ્યા. એણે આપણી બાજી બગાડી છે. માટે તમે ત્રણ જણાઓ આ કામનું બીડું ઝડપો અને એ ત્રણ વચ્ચે માંહોમાંહે એવો જંગ ઝમાવો કે લોહીની નીક ચાલે, અને સૌનાં માથાં ભાંગે. બોલો, આટલું કામ થશે કે ?

સરદારોએ કહ્યું: ઓહો! એમાં તે શું? જરૂર કરી નાંખીશું.

શયતાને તેમની પરીક્ષા કરવા પૂછ્યું: એમ? બોલો ત્યારે, કામ કેમ શરૂ કરશો?

સરદારોએ તુરત જવાબ દીધો: પહેલાં તેમને પાયમાલ કરી નાંખીશું; ને પછી જ્યારે બધાને ત્યાં હાંલ્લા કુસ્તી કરતાં હશે ત્યારે ભેળા મેળવીશું. એટલે કંઈ બાથમ્બાથી થયા વિના રહેવાની છે? ખરૂં કની?

શયતાને રાજીરાજી થઇને કહ્યું: શાબાશ, શાબાશ. એ જુક્તિ સારી છે. ચાલો ત્યારે, હવે કામે મંડી પડો. અને દરેકના કાન બરાબર ભંભેરવાનું ચૂકશો નહિ. કામ પાર ના પાડ્યું તો પછી જોજો તમારી વલે કરૂં છું તે!

( ૬ )

શયતાનની રજા મળી એટલે ત્રણે સરદારો નીકળી પડ્યા. પણ કામની વહેંચણી કરતાં પોતેજ ચડભડી પડ્યા. દરેકને સહેલામાં સહેલું

કામ જોઇએ. આખરે ચિઠ્ઠી નાંખીને તેમણે નક્કી કર્યું, અને જેને ભાગે જે ભાઇ આવ્યો તે તેને ભંભેરવા, ઉશ્કેરવા, ચઢાવવા અને વેરની આગ સળગાવવા નીસરી પડયો. વળી એમ પણ ઠરાવ્યું કે જેનું કામ સૌથી વહેલું ફળિભૂત થઇ જાય, તેણે બીજા બેને મદદ કરવા જવું. તથા અવાર-નવાર અમુક સંકેતસ્થાને મસલત કરવા સારૂ પણ મળતા રહેવું.

(૭)

એમ ને એમ કેટલાક દિવસ વહી ગયા. મસાણને પીપળે, સંકેતસ્થાન ઠરાવેલું હતું. તે ઠેકાણે પેલા ત્રણે સરદારો ભેળા મળ્યા અને પોતે કરેલાં પરાક્રમોથી એક બીજાને વાકેફ કરવા લાગ્યા.

પહેલાએ કહ્યું: મેં તો પેલા સમશેરને પકડયો હતો, અને તેને મેં સીધો દોર કર્યો છે. તે આવતી કાલે એના બાપ પાસે જવાનો છે.

તેના સાથીદારોએ પૂછ્યું: વાહ વાહ! એ તાલ તેં શી રીતે ગોઠવ્યો?

પેલાએ જવાબ દીધો: મેં તો એને ખૂબજ ઉશ્કેર્યો. એટલે તોરમાં ને તોરમાં આખી દુનિયા જીતી લેવાનું બીડું એણે રાજા સમક્ષ ઝડપ્યું. રાજાએ કહ્યું: તું પહેલાં ઉત્તરનો મુલક જીતી આવ. સમશેર ઉપડયો. મેં જુક્તિ રચી અને એના દારૂખાનામાં સેળભેળ કરી. વળી ઉત્તરના રાજાને મદદ કરવા તેનું લશ્કર મજબુત બનાવ્યું. જ્યારે બંને લશ્કરો સામસામા ગોઠવાયા, ત્યારે સમશેરનું કંઈ ચાલ્યું નહિ. એનું દારૂખાનું નકામું થઇ પડેલું. એના લડવૈયાઓ પણ ડરપોક બની ગયા. તેઓ ઘેંટા પેરે નાસી ગયા અને તેમના દુશ્મનોએ તેમનો પીછો પકડી તેમની કતલ કરી. સમશેરનું નાક કપાઇ ગયું. તેની જાગીર ઝુંટવી લેવામાં આવી. હવે તેને તોપને ગોળે ઉડાવી મૂકવાના છે. પણ હું તેને કેદખાનામાંથી ભગાડી મૂકીશ. પછી એ બીજે ક્યાં જવાનો? બાપને ત્યાંજ તો! કાલે મારૂં એટલું કામ થઇ જશે એટલે હું તો છુટો છું. પછી જેને મદદ જોઇએ તે

માંગજો, હું જરૂર આપીશ.

(૮)

બીજા સરદારે કહ્યું—તું ધારતો હઈશ કે તું એકલોજ છૂટયો છે. રખે એવી ખાંડ ખાતો. મેં પણ પેલા ધનવંતભાઇને સતાવવામાં બાકી રાખ્યું નથી. ધનાભાઇ ખાઈ પીને જાડા માતેલા થાય એવું મેં કર્યું. વળી તાજોમાજો થાય એમ એનો લોભ પણ વધતો જાય, જાણે આખી દુનિયા મારીજ કરી લઉં ! એમ ને એમ કાંકરા પેરે એ નાણાં ખરચવા લાગ્યો છે, અને કરજમાં બુડતો ચાલ્યો છે. કરજ તો જેનું નામ કરજ ! તેમાંથી એનો છુટકો સીધી રીતે થાયજ શાનો ? એણે આંખ મીચીને હુંડીઓ લખી છે, તે આઠ દશ દહાડામાં પાકી જવાની. એનો માલ તો બીજી બાજુ સડવા માંડયો છે. એના તો ભોગ એવા લાગવાના છે, કે તુરત બાપને ત્યાં ભાગી જવા શિવાય બીજો આરોજ નથી. અમે બે તો ઠીક પત્યા. પણ અલ્યા (ત્રીજાને), તારો કારભાર કેવોક ચાલે છે, તે તો જણાવ.

(૯)

અરે ભાઇ, મારી તો વાતજ ના કરો. મારો કશો પત્તોજ લાગતો નથી. મેં પહેલાં મૂરખાની છાશને કટાવી નાંખી—પીએ કે તરત પેટમાં શૂળજ ઉઠે. પછી એની જમીન પથરા જેવી સખત બનાવી દીધી,—હળ નાંખે તોયે ભાંગી જાય, કોદાળીના ઘા કરે તોય એના હાથજ રહી જાય. હું ધારતો હતો કે મૂરખો આથી કંટાળશે અને થાકી જશે. પણ એ તો ભારે જબરો નીકળ્યો. એણે તો ખેડખેડ કર્યાંજ કીધું. પેટમાં છોને દરદ થતું—એ લાલાજી ગણકારેજ શાના? હળ ભાંગ્યું એટલે બીજું આણ્યું. આથી હું જમીનની નીચે પેંઠો ને હળના દાંત ઝાલ્યા. એટલે એણે તો દાંત કચડી એવું જોર કર્યું કે મારા હાથ પણ કપાઇ ગયા. એમ ને એમ એણે તો ખેતર ખેડી કાઢયું છે. હવે સહેજસાજ બાકી છે. હવે તો તમે બંનેય મારી મદદે આવો ને વધુ મહેનત કર્યાથી કંઇ વળે. બાકી એને પછાડી નાંખવો એ તો મુશ્કેલ છે. ને

એ ન બન્યું તો યે ફજેતી છે. બધી મહેનત ફોગટજ જશે. મૂરખો જો ખેતરમાં મચ્યોજ રહે તો તો બધા ભાઇનું એ ભરણ પોષણ કરશે. ત્રીજા સરદારે કહ્યું.

સમશેર બહાદુરવાળા સરદારે કહ્યું: ભલે, હું તારી વહારે ધાઇશ. આપણ બંને મળી મૂરખાનો તોર ઉતારીશું.

(૧૦)

હવે પેલા મૂરખરાજને પેટમાં તો બહુ દુઃખતું હતું; પણ તેનું કામ થોડુંજ બાકી હતું. થોડીક ખેડજ કરવાની હતી. આથી હળ જોડી તેણે કામ શરૂ કર્યું. પણ એક ફેરો ફરી પાછો વળ્યો એટલે હળ જમીનમાં ભરાઇ ગયું, તે કેમે કર્યું નીકળે નહિ. કારણ એ હતું, કે પેલો શયતાનનો સરદાર તેને વળગી બેઠો હતો. તે હળને નીકળવા દેતો નહોતો.

મૂરખરાજે મનમાં વિચાર કર્યો: આમ કેમ થતું હશે વારૂ? લાવ, એ હળમાં શું ભરાઇ બેઠું

છે તે તપાસું.

તેણે હાથ ઉંડો નાંખીને જે કાળું કાળું હળમાં ભેરવાયલું લાગતું હતું તે ખેંચી કાઢયું. એ પેલો સરદાર જ હતો. તે એના હાથમાં તડફડવા લાગ્યો. મૂરખરાજે તો તેને હળ પર ચઢાવી દેવા મનસૂબો કર્યો. પણ તે કરગરી પડયો, અને બોલ્યો: મને ઇજા ન કરશો હું તમારો ગુલામ થઇને રહીશ. તમે કહેશો તે કરીશ.

મૂરખરાજે પુછયું: તને શું આવડે છે?

સરદાર હસીને બોલ્યો: તમે કહો તે બધું. જે કહો તે કરી આપું.

એમ? મૂરખરાજને અજાયબી લાગી: ત્યારે મારા પેટમાંનો દુ:ખાવો તું મટાડી દઇશ?

જરૂર, કહી પેલાએ વાંકા વળી એક ત્રણ પાંખડીવાળું મૂળીઉં ખોતરી કાઢી તેને આપ્યું. પછી કહ્યું: એક પાંખડી ગળી જાઓ, તુરત દરદ મટી જશે.

મૂરખરાજે તેમ કર્યું એટલે દરદ મટી ગયું.



તેણે હાથ ઉંડો નાંખીને જે કાણું કાણું હળમાં ભેરવાયહ્યું લાગતું હતું તે ખેંચી કાઢ્યું. એ પેલો સરદારજ હતો.

પાનું ૧૬.

પછી પેલો બોલ્યોઃ  હવે મને જવા દો. હું તમને જરાયે નહિ કનડું. ફરી નહિ આવું.

મૂરખરાજે કહ્યું:  ભલે, જા. પરમેશ્વર સદા તારૂં કલ્યાણુ કરો.

પણુ પરમેશ્વર તો શયતાનનો દુશ્મન. અને તે સર્વશક્તિમાન. તેના નામથી તો ભૂતપિશાચ શયતાન બધા ભાગી જાય. એટલે આ નામ કાને પડતાંજ પેલો સરદાર ધરતીમાં પેંસી ગયો અને તેમાંજ સમાઇ ગયો. ત્યાં માત્ર એક ખાડો પડી રહ્યો.

( ૧૧ )

ત્રણુ પાંખડીમાંની બે પાંખડી ધોતીયાની ઓટીમાં ખોસી પેલા ભાઇ તો પાછા ખેડે વળગ્યા. ખેડ પૂરી થતાં ઘેર જઇ જુએછે તો સમશેર અને તેની વહુ જમવા બેઠાં હતાં. પોતાના કેદખાનામાંથી પેલા સરદારની મદદથી તેઓ નાસી છૂટેલાં. અને હવે બાપને ઘેર આવ્યાં હતાં.

સમશેર કહેઃ મોટાભાઇ, મને ને મારી વહુને અહિં રહેવા દેશો ? મને બીજી નોકરી મળે કે તરત

હું જઇશ.

ભલે રહેજોને. મારે કંઇ વાંધો નથી—એમ મોટા ભાઇએ કહ્યું.

પણ જમવા સારૂ મૂરખે પાટલા પર બેસવા માંડ્યું ત્યારે સમશેરની વહુને સૂગ આવી. તે તડુકી ઉઠી, કે: હું તો આવા ગંદા ખેડુત સાથે જમવા નથી બેસવાની. એ ગંધાય છે. એનું શરીર વાસ મારે છે.

સમશેર મૂરખ તરફ જોઇ બોલ્યો: મોટા ભાઇ, જો ને મારી વહુ કહે છે કે તું ગંધાય છે. તો તું બહાર જઇને જમવા બેસને.

મૂરખ કહે: ભલે એમ તો એમ. નહિ તોયે મારે ઘોડાને જોગાણ દેવા જવાનુંજ હતું ને!

એમ કહી કપડાં ને થોડા રોટલા લઇ તે તો બહાર સિધાવ્યો.

(૧૨)

બીજી બાજુ સમશેરને હંફાવવાનું બીડું ઝડપનાર સરદારનું કામ પૂરૂં થયું. હવે તે મૂરખા-

વાળાને મદદ કરવા ખેતરે ગયો. ત્યાં પેલો ખાડો તેની નજરે પડયો. એથી તે સમજી ગયો કે મારો ભાઇબંધ તો ફસાઇ મુઓ. માટે મારે હવે મૂરખાને વાડીમાં દુઃખ દેવું જોઇએ.

એમ મનસુબો કરી તે વાડીએ ગયો. ઘાસની ગંજીઓને ભીની કરી નાંખી. વાડીમાં કાદવ પાથરી દીધો. બીજે દિવસે સ્હવારે દાતરડા વડે મૂરખે ઘાસ કાપવા માંડયું. પણ દાતરડું ચાલેજ નહિ. ધાર વળી ગઇ. પણ એ તો મંડયોજ રહ્યો. કામ ન ચાલ્યું એટલે મનમાં વિચાર્યુંઃ આમ પત્તો નહિ લાગે. લાવ, ઘેરથી ધાર કાઢવાના ઓજાર તથા ટીમણનું ભાતું લેતો આવું. આઠ દહાડા જાય તોયે શું ? કંઇ ઘાસ વણકાપ્યું થોડુંજ રાખવાનો છું ?

પેલા સરદારને આથી અકળામણ થઇઃ આ તો ભારે જીદ્દી દેખાય છે. એને હરાવવા સારૂ તો કંઇક બીજી જુક્તિ રચવી પડશે.

પછી મુરખે પાછા આવી કામ શરૂ કર્યું, એટલે પેલાએ ઘાસમાં પેંસી દાતરડાની અણી પકડી

રાખવા માંડી. આથી મૂરખાની મહેનતનો પાર રહ્યો નહિ. પણ એ તો પોતાના નિશ્ચયને વળગી રહ્યો. અને ઘણું ખરૂં કામ પતાવી દીધું. સરદારને આથી ખૂબ રીસ ચઢી. તે પેલા બાકીના ભાગમાંના કાદવમાં પેંઠો કે બસ, હવે તો એને ઘાસ નહિજ કાપવા દઉં.

પણ મૂરખાએ તો ઘણુંજ જોર વાપરવા માંડયું. જેમ જેમ મહેનત પડતી જાય તેમ તેમ ગુસ્સે ભરાઇ વધારે જોર કાઢતો જાય. એમ ખેંચાખેંચમાં પેલા સરદારની પુંછડીજ અડધી કપાઇ ગઇ. પછી મોંઘીએ ઘાસ એકઠું કર્યું, એટલે એ બાજરી લણવા ગયો. પણ પેલા અરધપુંછડીઆને હજુ સાન નહોતી આવી. તેણે વહેલા દોડી જઇ બાજરીને એવી બનાવી દીધી કે એનું દાતરડુંજ ના ચાલે. એટલે એણે વળી બીજું દાતરડું આણી બાજરી લણી નાંખી.

ચાલો, આ ઠીક પત્યું; હવે કાલે બીજા ભાગ પર જઇશું—એમ એણે મનમાં નક્કી કર્યું.

પેલા અરધપુંછડીઆએ પણ મનસુબો કર્યો કે ઘાસમાં ને બાજરીમાં તો મારા હાથ હેઠા પડ્યા. પણ હવે જોઇએ, કાલે એ કેમ હંફાવે છે?

એમ કરી પેલો મૂરખો બીજે દિવસે લણવા જવાનો હતો તેથી બીજે દિવસે તે ત્યાં ગયો. પણ બાપરે! મૂરખાએ તો તેનાથી ઘણાજ વહેલા ત્યાં પહોંચી જઇને પોતાનું કામજ પતાવી દીધેલું હતું!

આથી તે બહુ ખિજાયો, ને મનમાં બોલ્યો: આ ભાઇ તો કંઇ વિચિત્રજ દેખું! પૂરું ઉંઘતો યે નથી જો! એને તે કેમ પહોંચી વળાય? પણ લાવ, એના દાણા સડાવી નાંખું. પછી ખાશે શું?

એમ વિચારી અરધપુંછડીઓ દાણામાં પેઠો. દાણા સડવા લાગ્યા. તે પોતે ઉંઘમાં પડયો.

બીજી બાજુ મૂરખો અને મોંઘી મળી પાવડે પાવડે અનાજ ગાડામાં નાંખવા લાગ્યા. એમ ને એમ એક વાર પાવડો પેલાની પીઠમાં ઘુસી ગયો અને તે પાવડા સાથે ઉંચકાઇ આવ્યો.

મુરખો તેને જોઇ બોલી ઉઠયોઃ કેમ અલ્યા, તું પાછો આવ્યો કે ?

ના ભાઇ, ના—સરદાર બોલ્યોઃ એ તો બીજો. હું તો સમશેર પાછળ હતો. મને મારી નાંખશો નહિ તમે જે કહેશો તે કરીશ. તમને ફરી હેરાન નહિ કરૂં.

પણ તને આવડે છે શું ?

હું સિપાઇ બનાવી શકીશ.

તે મારે શા કામના ?—મૂરખે પૂછયું.

વાહ, તમારે જે કામ એમની પાસે લેવું હોય તે લેવાય.

તેમને ગાતાં આવડે કે ?

હોવે. ગાય પણ ખરા.

ત્યારે થોડા બનાવ.

હવે પેલા અરધપુંછડીયા શયતાની સરદારે થોડા બાજરીના ડુંડા લઇ તેને પછાડતાં મૂરખાને બતાવી કહ્યુંઃ આમ પછાડી હુકમ કરશો એટલે સિપાઇ બનશે.

તુરત સિપાઇ બન્યા. તેમાં એક નગારચી હતો. બીજો શંખ ફુંકનાર હતો. તેમને જોઇ ખડખડાટ હસી પડી મૂરખે કહ્યું: વાહ ભાઈ! આ તો ઠીક છે. ગામની છોકરીઓ તમાશો જોઇ રાજી થશે.

હવે મને જવા દેશો ?—પેલાએ પરવાનગી માંગી.

એમ તે કેમ જવાય ? મને ઠુંઠામાંથી સિપાઇ બનાવી પાછા તેનાં ઠુંઠાં બનાવી દેવાનું બતાવતો જા. બાજરીના ઠુંઠાંના સિપાઇ તો મોંઘા પડી જાય.

અરધપુંછડીઆએ તે કામ શીખવી રજા માંગી એટલે મૂરખાએ કહ્યું: ભલે તું જા. ઇશ્વર તારૂં રક્ષણ કરો.

પણ રક્ષણને બદલે, ઇશ્વરનું નામ કાને પડતાંજ પેલો સરદાર તો ભોંયમાં સમાઇ ગયો અને ત્યાં એક ખાડાનીજ નિશાની રહી.

(૧૩)

બીજી બાજુ મૂરખો ઘેર આવ્યો, તો ઘેર ધન-

વંત અને તેની સ્ત્રી બંને આવેલાં હતાં. ધનવંતથી એનું કરજ ફીટાડી શકાયું નહોતું. લ્હેણદારો પાસેથી ભાગીને તે બાપને ત્યાં આવેલો. મૂરખાને તેણે કહ્યું: ભાઇ, મારો ધંધો ફરી શરૂ થાય ત્યાં સુધી તું અમને અહિં નહિ રહેવા દે?

ભલે, સુખેથી રહો—એમ મૂરખાએ જવાબ આપ્યો.

પણ મૂરખો જમવા બેઠો એટલે ધનવંતની વહુને પણ એના પરસેવાની સુગ આવી, એટલે તે બબડી ઉઠી. તેથી ધનવંતની સૂચનાથી, પણ વગર બબડાટે અને પૂર્ણ શાંતિથી રોટલા લઇને મૂરખો બહાર કામેજ ચાલ્યો ગયો.

(૧૪)

ધનવંતને પજવી પજવીને તેના બાપને ત્યાં ભગાડવાનું કામ પૂરું થયું, એટલે હવે ત્રીજો સરદાર પણ નવરો પડયો. આથી તે પોતાના બીજા બે ભાઇબંધોને ખોળવા અને તેમને જરૂર પડે તો મદદ આપવા નીકળી પડયો. તપાસમાં તેને



મૂરખો ડાળી કાપવા જતો હતો એટલામાં તો પેલો નજરે પડવાથી તેને અજાયબી લાગી. પાનું ૩૦.

પેલા બે ખાડા દેખાયા. તે સમજી ગયો કે મારા ભાઇબંધો તો ફસાઇ મૂઆ. પણ મારી ફરજ દીવાની જોત જેવી ચોકખી છે. મારે મૂરખરાજને ઠેકાણે પાડી વેર વાળવુંજ જોઇએ.

એમ વિચારી તે મૂરખરાજની ખોળમાં નીકળ્યો. મૂરખે હવે ઝાડ કાપવાનું શરૂ કર્યું હતું; કેમકે ઘરમાં સાંકડ પડતી હતી. તેથી ઝાડ વાઢી નવી ઝુંપડી બાંધવાની હતી.

પેલા સરદારે તેને હંફાવવા ડાળીઓમાં ભરાઇ બેસવા માંડયું. મુરખો તો બરાબર કાપવા માંડે પણ પેલાની કરામતને લીધે ઝાડ સીધું પડવાને બદલે બીજાના ડાંખળામાંજ ભેરવાઇ જાય. આમ ભેરવાઇ ગયેલા થડને છુટ્ટું કરતાં એનો દમ ભરાવા લાગ્યો. પણ એ તો ખંતના પૂતળા જેવો હતો. મુશ્કેલીઓને હંફાવવાનો તો એનો ધંધોજ હતો. તેમાં એ જરાયે ગભરાય નહિ, એટલે એણે કામ ચાલુ રાખ્યું. પણ સાંજને છેડે પચાસ સાઠને બદલે માંડ માંડ છ ઝાડ કાપી શકાયાં, અને થાકીને

લોથ પોથ થઇ ગયો. પરસેવાના તો રેલેરેલા વળી ગયા. છેવટે તેની પીઠ એટલી દુઃખવા માંડી કે તે જમીન પર બેસી પડયો.

એટલે મનમાં ફુલાઇને પેલા સરદારે વિચાર્યું: મેં એને કેવો હરાવ્યો! હવે એનાથી કામ થવાનું નથી. માટે લાવ, હું જરા થાક ખાઉં.

આમ વિચારી તે એક ડાળ પર બેઠો. બીજી બાજુ આમ થાકવા માટે મૂરખરાજને પોતાના પરજ રીસ ચઢી. એકદમ ઉઠીને ઉભા થઇ તેણે તો કુહાડી જોરથી થડમાં લગાવી. પેલા ભાઇસાહેબ ગફલતમાં રહ્યા, અને ઝાડ તૂટી પડયું. ઉલટા પોતે ફસાઇ ગયા અને ડાળીમાં અટવાઇ ગયા. મૂરખો ડાળી કાપવા જતો હતો એટલામાં તો પેલો નજરે પડવાથી તેને અજાયબી લાગી; તે બોલ્યો: ઉભો રહે અલ્યા, તું ફરી આવ્યો કે ? તને બતાવું છું, મારો હાથ !

એમ કહી એણે તેના પર કુહાડી ઉગામી. પણ પેલો કરગરી પડયોઃ મને ના મારો, મને ના મારો.

હું તમે કહેશો તે કરીશ.

તું શું કરશે ?

હું પૈસા બનાવી દઇશ.

ઠીક છે; જોઇએ, બનાવ.

પેલા સરદારે એક ઝાડ બતાવી કહ્યું: પેલા ઝાડના પાંદડાં હાથમાં લઇને ચોળો એટલે તમારા હાથમાંથી સોનાનાં ફુલ ખરશે.

મૂરખે તેમ કર્યું, એટલે ફુલ ખર્યાં.

તેનું મ્હોં મલકાઇ ગયું. આ તો ખરી ગમ્મત ! મારા માણસો ફુરસદે આ રમકડે રમશે.

પછી પેલાએ રજા માંગી. તે આપતાં ટેવ મુજબ એ બોલ્યો: પ્રભુ તારૂં ભલું કરો.

પ્રભુનું નામ કાને પડતાંજ પેલો ધરતીમાં સમાઇ ગયો અને તે જગાએ માત્ર એક ખાડોજ રહ્યો.

( ૧૫ )

બીજી બાજુ બે ઝુંપડાં નવાં બંધાયાં. ધનવંત પોતાની વહુને લઇ જુદો રહેવા ગયો. સમશેરે

પણ તેમજ કરેલું હતું. મૂરખો, મોંઘી અને બાપા ત્રણ ભેગાં રહેતાં હતાં. મૂરખાની મહેનતથી ધાન્ય નીપજતું. તે વડે પેલા બે ભાઇઓ પણ ગુજારો કરતા હતા.

લણણીનું કામ પૂરૂં થયું એટલે મૂરખાભાઇએ ઉજાણી કરી. ભાઇ ભાભીઓને નોતરાં દીધાં. તે દિવસે તહેવાર હતો એટલે માલપાણી ખાવાનો ધનવંત અને સમશેરનો વિચાર ખરોજ. મૂરખરાજનું નોતરૂં આવ્યું. પણ બંનેની વહુઓએ નાક ચઢાવ્યું કેઃ એવા ગંદા ખેડૂતને ત્યાં કોણ જાય? ને તે તે વળી એવું શું ખવડાવનાર છે જે?

ભાઇઓ તો ન ગયા. પણ મુરખાએ બીજા ખેડૂતો તથા તેમની સ્ત્રી વગેરેને પેટપુર જમાડયાં. પછી તેને પેલા સોનાનાં ફુલ યાદ આવ્યાં એટલે થોડાંક બનાવી કાઢયાં અને લુંટાવ્યાં. પણ એ ફુલ માટે તો ભારે લુંટાલુંટ ચાલી. નવાઇ જેવી ચીજ જોઇ ગામડીઆઓએ તો ધક્કામુક્કી કરી. ને તેમાં કચડાકચડી થઇ. એક ડોશીમા ઘરડીખખ

હતી તે તો મરી પણ ગઇ. એ ત્રણ બેભાન થઇ ગયાં. એટલે મૂરખ કહે: કેવાં બેવકૂફ છો ? જેને જેટલાં જોઇએ તેટલાં મળશે. શા માટે કચડા-કચડી કરો છો ? અહિં કશી કમીના નથી.

એમ કહી તેણે ફુલોનો વરસાદ વરસાવ્યો.

પછી કહે: જુઓ, હવે બીજી ગમ્મત બતાવું. તમારે ગાતાં નાચતાં શીખવું છે ?

પછી પેલા સરદારે શીખવેલી જુક્તિ વાપરી તેણે સિપાઇઓની પલટણ ખડી કરી. તેઓ ઢોલ ત્રાંસા વગાડવા લાગ્યા. એમ ખુબ ગમ્મત કરી. છેવટે પાછાં સિપાઇઓનાં ઠુંઠાં બનાવી દીધાં.

પછી સૌ થાકયાં પાકયાં સૂઇ ગયાં.

(૧૯)

હવે શું બન્યું તે સાંભળો. આ વાતની હકીકત સમશેરને કાને ગઇ. સિપાઇઓ વિષે તેણે સાંભળ્યું, એટલે તેની દાઢ સળકી. મુરખરાજ પાસે જઇ તેણે કહ્યું: મોટાભાઇ, તું સિપાઇ ક્યાંથી લાવ્યો ને તે પાછા ક્યાં ગયા, તે મને કહે.

કેમ વારૂ. તારે શું કામ છે?

ઓહો!—સમશેર બોલ્યો: અરે, સિપાઇ હોય તો તો કંઇ કંઇ થઇ શકે. રાજ પણ મેળવાય.

મૂરખાને અજાયબી લાગી. તે કહે: એમ છે? મને કંઇ એવી ખબર નહોતી. લેને, તને કામ લાગે તેમ હોય તો ફાવે તેટલા સિપાઇ બનાવી આપું.

પછી એ જ્યાં ઠુંઠાં પડયાં હતાં ત્યાં ગયો અને સિપાઇ બનાવવા માંડયા. બનાવતાં કહ્યું: પણ જો સમશેર, આ સિપાઇઓને તું લાગલોજ અહિંથી લઇ જજે. નહિ તો તેઓ આખા ગામનો દાણો એક દિવસમાં પૂરો કરી નાંખશે. તે મને નહિ પાલવે.

સમશેરે હા કહી. તેના તો આનંદનો પારજ નહોતો. હરખે ને હરખે તે જાણે ગાંડોજ થઇ ગયો હતો. મૂરખાએ તેને પલટણોની પલટણો તૈયાર કરી આપી. પછી કહ્યું: લે, હવે આટલા બસ થશે. તારે બીજા જોઇએ, તો વળી આવજે. પાક સારો છે

એટલે હુંઠાં પુષ્કળ છે.

સિપાઇઓની પલટણોના સેનાપતિ બનીને સમશેરભાઈ તો લડવા ઉપડી ગયા.

સમશેરે આમ મતલબ સાધી, તો ધનવંત પણ ક્યાં કાચો હતો ? પેલાં સોનાનાં ફુલની વાત તેણે જાણી હતી. એટલે તે દોડતો આવ્યો અને પૂછ્યુંઃ મોટાભાઇ, તને સોનું ક્યાંથી મળે છે તે કહે. મારી પાસે સોનું હોય, તો તો આખી દુનિયા હું ખરીદી લઉં.

હું ? મને તો ખબરજ નહોતી. પણ તેમાં શું ? લેને, તને જોઇએ એટલાં સોનાનાં ફુલ આપું.

ધનવંત તો ખુશ થઇ ગયોઃ હાલ મને ત્રણ ચાર ટોપલા સોનું આપે તો બસ છે. એમ તેણે કહ્યું.

મૂરખે પોતાની પાસેની તરકીબથી તેને સોનું બનાવી આપ્યું, તે લઇ તે વેપાર કરવા ચાલ્યો ગયો. તેને વિદાય કરતાં મૂરખે કહ્યુંઃ તારે બીજું જોઇએ તો આવજે. મારી પાસે પાંતરા પુષ્કળ છે.

(૧૭)

પછી તો સમશેરે લડાઇની ધૂમ મચાવી અને એક આખું રાજ્ય જીતી લીધું. પણ સિપાઇઓ પુષ્કળ, અને તેને રોજ ખાવા જોઇએ. તેને ખવડાવવા જેટલા તેની પાસે પૈસા ન મળે. એટલે તે મુંઝાવા લાગ્યો. બીજી બાજુ ધનવંતે ખૂબ વેપાર કર્યો અને દોલત મેળવી. પણ એકલો માણસ, એટલે તે નાણું સાચવવા માટે તેને મુશ્કેલી પડવા માંડી. આમ બંને મુશ્કેલીમાં આવેલા ભાઇઓનો એક દિવસ અચાનક ભેટો થયો. વાતમાં વાત નીકળતાં બંનેએ સાટું કર્યું, કે સમશેરે મૂરખા પાસે નવા સિપાઇઓ લેવા. ધનવંતે નવાં સોનાનાં ફુલ લેવાં. અને પછી અરસપરસ એક બીજાને આપી દેવાં. એટલે બંનેની જરૂરિયાત ટળી જાય.

આમ મસલત કરી બંને મોટાભાઇ પાસે ગયા. સમશેરે સિપાઇની માંગણી કરી; પણ મૂરખે તો ડોકું ધુણાવી ના કહી.

પણ કેમ વારૂ ? તેં તો મને વચન આપેલું

તે ? એમ સમશેરે વાંધો કાઢયો.

હા, પણ હું નહોતો જાણતો કે સિપાઇઓ માણસોને મારી નાંખે છે. એક દહાડો હું ખેડ પર હતો, ત્યારે એક ઠાઠડી જતી જોઇ. પૂછતાં માલમ પડયું કે તારા સિપાઇઓએ બાપડી એક બાઈના ધણીને મારી નાંખ્યો હતો. હું ધારતો હતો કે સિપાઇઓ ગાવા બજાવવાનું કરે છે. પણ તેઓ તો હત્યારા જણાય છે. જા, ભાઇ, જા. હું એકે સિપાઇ બનાવવાનો નથી.

ધનવંતને પણ એમ નિરાશ થવાનોજ વખત આવ્યો. મૂરખે સોનાનાં ફુલ બનાવી આપવાની ચોકખી ના કહી. કારણ પૂછતાં કહેઃ તારા સોનાના ફુલથી તો ગામનાં છોકરાં દુધદહિં ગુમાવી બેઠાં. એક દહાડો પાડોશીનાં કીકી અને બચુ મારી પાસે દુધ માંગવા આવ્યાં. મેં પૂછયુંઃ કેમ તમારી પાસે ગાય હતી ને ? તેઓ કહેઃ તે તો ધનવંત-ભાઇના ખજાનચીને સોનાનાં ફુલ લઇ આપી દીધી. આમ બે ચાર આવી ગયાં. એ કંઇ કામનું નહિ.

હું તો જાણું જે તું સોનાનાં ફુલ વડે રમશે. પણ તેને બદલે તું તો બધાની ગાય ભેંસ લઇ જવા લાગ્યો. ના, ના. હવે તું ગમે તેટલી માથાઝીંક કરે, તોયે હું સોનું બનાવનાર નથી.

આ જાણી બંને ભાઇની નિરાશાનો પાર રહ્યો નહિ. પણ પછી તેમણે એક જુક્તિ રચી. બંનેએ અડધોઅડધ લશ્કર અને પૈસા વહેંચી લેવાનું ઠરાવ્યું. અને એ રીતે બંને જણા રાજ્યવાળા થયા અને પૈસાવાળા બન્યા.

(૧૮)

એક દહાડો મુરખાભાઇનો કૂતરો માંદો પડયો. તેને કોણ જાણે શોયે રોગ થયો હશે, રામ જાણે. પણ તે લગભગ મરવા પડયો. રાજાને ઘણી દયા આવી. પણ કરે શું? પછી વિચાર કરતાં પોતાના પેટનું દરદ મટાડનાર પેલું મુળીયું યાદ આવ્યું. તેણે એક રોટલીના ટુકડા સાથે કૂતરાને તે ખવડાવ્યું. કુતરો તરત સાજો થઇ રમવા, ભસવા અને પુંછડી હલાવવા મંડી ગયો. મુર-

ખાનો બાપ આથી અજાયબી પામ્યો. તેણે એને એનો ખુલાસો પૂછ્યો. એટલે એણે કહ્યું: મારી પાસે હરકોઇ દરદને મટાડવા સારૂ બે મુળીયાં હતાં તેમાંનું એક મેં આને ખવડાવ્યું, તેથી એ સારો થયો છે.

તે વેળા ગામમાં ઢંઢેરો પીટાતો હતો કે આ ગામના રાજાની મરવા પડેલી દીકરીને જે કોઇ સાજી કરશે તેને તે છોકરી પરણશે તથા ઇનામ પણ મળશે.

ઢંઢેરો મૂરખના બાપે સાંભળ્યો. દીકરાને તેણે પેલું મુળીયું લઇને રાજાને ત્યાં જવા કહ્યું, કે: બેટા, તું એ છોકરીને સાજી કરીને પરણ. એટલે તું સુખી થશે.

વારૂ બાપા, હું જાઉં છું. કહી તે નીકળ્યો. બાપે તેને સારાં કપડાં પહેરાવ્યા અને પોતે પણ સંગાથમાં નીકળ્યો; પણ રસ્તે જતાં એક ભિખારણ મળી. તેને લકવો થયેલો હતો. મૂરખને જોઈ તે કરગરી પડી કે: સાહેબ, તમારી

પાસે કંઇ દવા હોય તો આપો. હું છેક અપંગ થઇ ગઇ છું. મારાથી પૂરાં પાથરાં કપડાંયે પહે-રાતાં નથી.

વારૂ—કહીને મૂરખે તો પેલું મુળીયું તેને આપી દીધું. ભિખારણ સારી થઇ ને આશીર્વાદ આપી ચાલતી થઇ.

પણ આમ ત્રીજું મુળીયું વપરાઇ ગયું, તેથી મૂરખાના બાપને ગુસ્સો ચઢયો: આ શી મૂરખાઇ? તને ભિખારણ પર દયા આવી, પણ રાજાની દીકરી માટે તારૂં હૈયું પીગળતું નથી?

હા. પણ હું શું કરૂં? આ બિચારી ભિખા-રણને પણ તેની જરૂર હતી, તો ના કેમ કહેવાય? છતાં કંઇ નહિ, હું તો રાજાને ત્યાં જાઉં છું. તમે ફિકર ના કરશો. સઘળાં સારા વાનાં થશે.

પછી મૂરખો રાજાને ત્યાં ગયો. તે ઉંબરે પહોં-ચ્યો કે તુરતજ કન્યા સાજી થઇ. રાજા ખુશી થયો. મૂરખને ભારે પોશાક પહેરાવી તેણે તેને પોતાનો જમાઇ બનાવ્યો. પણ તેને કુંવર નહોતો. એટલે

થોડા દિવસ પછી તે મરણ પામ્યો ત્યારે મૂરખ-રાજને ગાદી મળી. આમ ત્રણે ભાઇઓ રાજા બન્યા.

(૧૯)

પછી સમશેર બહાદુરે શું કર્યું તે જુઓ. મૂરખે આપેલા સિપાઇઓની મદદથી તેણે નવા સિપાઇ ઉભા કર્યા. ઘર દીઠ એક સિપાઇ આપવાની લોકો પર ફરજ પાડી. એમ થવાથી તેનું લશ્કર બહુ મોટું થયું. કોઇ પણ સામે થાય કે તરત લઢતો, અને હરાવતો. લશ્કરની મદદથી પોતાનું ધાર્યું જ કરતો. આમ તેને લાગ્યું કે હવે હું હમ્મેશ માટે સુખીઓ થયો.

ધનવંતનો પણ ખેલ એવોજ થયો. મૂરખ પાસેથી મળેલા સોનામાં તેણે અનહદ વધારો કર્યો. સૌ પાસે લાગા લેવા માંડયા, ને ખજાનો વધાર્યો. માથા દીઠ વેરો નાંખ્યો. ગાડીઓ પર કર નાંખ્યો. જોડા પર કર નાંખ્યો. બધા તેના ગરજાઉ થઇ પડયા. એમ તેનેયે હમ્મેશની નિરાંત થયા જેવું લાગ્યું.

પણ મૂરખરાજની વાત તો ઓરજ થઇ. રાજા થવા છતાં તે તો હતો તેવોજ રહ્યો. સસરાના દહાડોપાણી થઈ રહ્યા કે તરતજ રાજાનો ઝભ્ભો એણે કોરે મૂક્યો. ફરી પોતાની બંડી અને ચાંચીયા જોડા પહેરી લીધા અને હળ વડે કામ શરૂ કર્યું. તેનો બાપ અને બ્હેન મોંઘી તેની સાથેજ હતાં.

લોકોએ તેને કહ્યું: આપ તો હવે બાદશાહ છો. આપને આમ કરવું ન ઘટે.

મૂરખ કહે: કેમ વારૂ ? રાજાને ખાવાને જોઇતું નથી ? ને ખાવા જોઇતું હોય, તો તે કામ કેમ ન કરે ?

પણ મુરખરાજના, આમ દરેકે કામ કરવાના ધોરણથી પૈસાની લેવડદેવડનો નાતો કંઇ રહ્યો નહિ. સસરાનો ખજાનો ખૂટી ગયો. એટલે અમલદારો આવી કહેવા લાગ્યા: મહારાજ, હવે નોકરોને પગાર આપવા સારૂ પૈસા નથી.

તો તેમને પગાર ન આપો—રાજાજીએ કહ્યું.

તેઓ નોકરી છોડી દેશે—એક અમલદાર બોલી

ઉઠયો.

આપણને તેમની નોકરીનું કામ નથી. તેઓ જમીન ખેડે એટલે બસ. તેટલું નહિ કરશે તો તેઓ ભૂખે મરશે—રાજા બોલ્યા.

વળી આ નવા રાજા પાસે લોકો ન્યાય માટે આવતા; પણ એનું તો ન્યાયનું ત્રાજવું કોઇ જુદીજ જાતનું હતું.

એક વેળા એક શેઠીઆને ત્યાં ચોરી થઇ. તેણે રાજા આગળ ફરીઆદ કરી.

રાજાએ ઇન્સાફ આપ્યો: જે ધણીએ ચોરી કરી તેને તે ચીજની જરૂર હશે. માટે ફરીઆદીએ શાંતિ રાખવી.

આમ થવાથી લોકો સમજ્યા કે આ રાજામાં તો નામ પ્રમાણે ગુણ છે. એક વેળા રાણીએ પણ રાજાને કહ્યું: તમને તો બધા નામ પ્રમાણે ગુણવાળા માને છે.

ઓહો, એથી તે બીજું રૂડું શું ?—મૂરખ-રાજે જવાબ આપ્યો.

રાણી વિચારમાં પડી. પણ તે સાદી, ભલી ને ભોળી હતી. તે ગુસ્સે ના થઇ. તેણે વિચાર્યું: મારાથી કંઇ મારા વરની સામે થવાય ? જ્યાં સોયો જાય, ત્યાં તેની પાછળ દોરી જવાનીજ કેની ! આમ વિચારી તેણે મોંઘી પાસે ખેતરનું કામકાજ શીખી લીધું, અને પછી પોતાના વરને તેના કામમાં મદદ કરવા લાગી.

વરસેકમાં તો બધા ડાહ્યાડમરા કહેવાતા માણસ ત્યાંથી ભાગી ગયા. ફકત સાદા ભોળા ખેડૂતોજ રહ્યા. તેમની પાસે દોલત નહિ, ધન નહિ. મહેનત મજુરી કરી સૌ પોતાનું ગુજરાન ચલાવતા. ચોરી લુંટ કંઇ મળે નહિ. પૈસા નહિ એટલે ટંટો ફિસાદ પણ થાય શાનાં ? કેટલીક વાર સાધુસંતો તે ગામમાં આવતા, ત્યારે ત્યાંના ભલા લોકો તેમની સારી ખાતર બરદાસ કરતા.

(૨૦)

બીજી બાજુ શયતાન તો રાહજ જોયા કરે, કે કેમ પેલા સરદારો આવ્યા નહિ. ત્રણ ભાઇઓ વચ્ચે

વઢવાડ કરાવીને કેમ તે ખુશખબર મને આપી ગયા નહિ? એમ ને એમ રાહ જોતાં તે થાકયો, ને આખરે તપાસ કરવા નીકળી પડયો.

પેલા ત્રણ સરદારો ધરતીમાં સમાઈ ગયેલા, તે ત્રણ ખાડા તેની નજરે પડ્યા. આથી તે સમજ્યો, કે સરદારો તો કંઇ ફાવ્યા નહિ. તેણે વિચાર્યું, કે હવે તો મારે જાતે મેદાને પડયા શિવાય બીજો આરો નથી.

શોધ કરતાં માલમ પડયું, કે પેલા ત્રણે ભાઇઓ તો સુખેથી રાજ કરે છે. તેની અકળામણનો પારજ ન રહ્યો. કોઇ પણ રીતે તોફાન કે ટંટો થાય નહિ ત્યાં સુધી એને ચ્હેન કેમ પડે? એટલે એણે પોતેજ સમશેરને પહેલવહેલો સપાટામાં લેવાનું નક્કી કર્યું.

તેણે સેનાપતિનો વેશ પહેર્યો અને સમશેર પાસે જઇને પોતાની બહાદુરીનાં વખાણ કરી તેની નોકરીમાં રહ્યો.

પછી તેણે લશ્કરમાં નવા નવા સુધારા દાખલ

કર્યા. દરેક માણસ પર સિપાઈગીરી ફરજીયાત કરી. જાતજાતના દારૂગોળા બનાવ્યા. તેનો ભંડાર ખુબ વધારી દીધો. તોપો તો એવી બનાવી કે એકી વખતે પાંચસો ગોળી એકદમ છૂટે.

સમશેર તો આ જોઈ ખુશખુશ થતો જાય. હવે આટલા બધા સિપાઈઓ માટે કામ ધંધો જોઇએ. તેથી તેણે પડોશના રાજા સાથે લડાઇ જાહેર કરી. નવી તોપો વડે તેને હેરાન હેરાન કરી મૂકયો. એટલે તે શરણે આવ્યો. તેનું રાજ્ય ખાલસા કર્યું.

આમ ચડસ વધતો ગયો, એટલે સમશેરે નવા રાજા પર ચઢાઇનો મનસુબો કર્યો.

પણ તેના દારૂગોળાની વાત સઘળે ફેલાઇ હતી. આ રાજાએ તેથી સમશેરનીજ લઢણ પકડી નવી તોપો તૈયાર કરી. જુવાન મરદો તો ખરાજ, પણ સાથે બૈરાંઓને પણ લઢાઇમાં ઉતાર્યાં. વળી હવાઇ જહાજો બનાવી આકાશમાંથી દારૂગોળો નાંખવાની જુક્તિ કરી.

તેથી એની સામે સમશેરનું કંઇ ચાલ્યું નહિ. તેના સિપાઇઓ આકાશમાંથી પડતા માર પાસે ટકી ન શક્યા; તે હાર્યો, ને જીવ લઇને નાઠો.

(૨૧)

શયતાન મનમાં ફુલાયો. પછી તે ધનવંતનો તોર તોડવા વેપારી વેશે ગયો.

એના રાજમાં મોટી પેઢી ખોલી. લોકોને પુષ્કળ પૈસા આપી માલ ખરીદવા માંડયો.

તેને ત્યાં વેચનારાઓની ભીડ વધી. લોકો ,ઝપાટાભેર ધનવંતને કર ભરવા લાગ્યા. ધનવંતને ત્યાં ટંકશાળ પડવા માંડી. નવા વેપારીને મનમાં આશિષો દેતો તે ખુશ થયો.

હવે એણે નવો મહેલ બાંધવા માંડયો. મજુરો બોલાવ્યા. મોંઘા રોજ આપવાનું નક્કી કર્યું પથરા, લાકડાં, છો વગેરેની વરદીઓ આપવા માંડી. તેણે ધાર્યું, લોકો ખુશીથી આવશે. પણ તે ઠગાયો. બધા લોકો પેલા નવા વેપારીને ત્યાં કામે જતા હતા. બધો માલ પથરા, લાકડા, તેણે રાખી લીધા

હતા. હવે તેની અને ધનવંતની વચ્ચે હરિફાઇ ચાલી. પોતપોતાના પૈસાને જોરે તેઓ લોકોને વધારે વધારે લલચાવી માલ માંગવા લાગ્યા, પણ નવા વેપારી પાસે ધનવંતથી વધારે સાધન હતાં. મહેલ મહેલને ઠેકાણે રહ્યો. પછી બગીચો બનાવવા માંડયો. પણ તેમાંયે તેના હાથ હેઠા પડયા.

ધનવંત તો વિચારમાં પડયો. તે રાજા હતો તેથી તેને ત્યાં નાણું રેલછેલ આવતું હતું. લોકો નવા વેપારીની નોકરી કરી ખુબ કમાતા અને કર પુષ્કળ ભરતા. પણ પૈસા શિવાય બીજી દરેક વસ્તુની તાણ પડી. રસોઇયા, ગાડીવાળા, ચાકરો સૌ નવી નોકરી પર ગયા. બજારમાં ખાવાનું પણ ન મળે. બધું અનાજ પેલા વેપારીએ લઇ લીધું.

ધનવંત ખિજાયો. તેણે વેપારીને દેશપાર કર્યો. એણે પોતાની છાવણી સરહદ બહાર નાંખી તો લોકો ત્યાં જઇને રહ્યા. એટલે મામલો ઉલટો બગડયો.

ધનવંત રાજાનું શરીર સૂકાઇ ગયું. ખાવાના ફાંફાં પડવા લાગ્યા. શું કરવું તે સૂઝે નહિ. એટ-

લામાં રડતો કકળતો સમશેર તેની મદદ માંગવા ત્યાં આવી પહોંચ્યો. ધનવંત કહેઃ ભાઇ, તને શી મદદ કરૂં ? તારે જોઇએ તેટલા પૈસા છે. પણ તે પથરા જેવા છે. મારે તો ખાવાના સાંસા છે. બે ત્રણ દિવસથી ખાધું નથી. માંગ્યા મૂલ દેતાં પણ કોઇ કામ પર આવતું નથી. હું તો તારાથી યે દુખિયારો છું.

બંને ભાઇઓ નિસાસા મૂકતા એક બીજાની દયામણી સ્થિતિ પર રડવા લાગ્યા.

(૨૨)

બે ભાઇ તો પાયમાલ થયા. હવે ત્રીજો મૂરખરાજ રહ્યો. તેને પણ ફસાવવાનો વિચાર કરી શયતાન તેની પાસે જઇ તેનો સેનાપતિ થયો. તેણે કહ્યું: મહારાજ, આપના જેવા બાદશાહ પાસે લશ્કર ન હોય તે ચાલે ? એ તો દુનિયામાં ખોટું દેખાય. મને હુકમ આપો તો હું માણસોને ભેગા કરી તેમને શિખવી સિપાઇ બનાવું.

મુરખરાજે કહ્યુંઃ ભલે એક લશ્કર બનાવી

તેને ગાતાં શીખવો. મને ગાવું ને ગાયન સાંભળવું પસંદ છે.

સેનાપતિ ગામમાં ફરી વળ્યો. લોકોને સિપાઇ થવા સમજાવ્યા—બહુ બહુ લાલચો આપી, પણ કંઇ વળ્યું નહિ. લોકોએ ઘસીને નાજ પાડી.

સેનાપતિએ રાજા પાસે ફરીયાદ કરી: મહારાજ, લોકો તો બધા ના કહે છે. તેમને ફરજ પાડયા વિના છૂટકો નથી.

રાજા તો બિચારા ભલા ને ભોળા. તેમણે કહ્યું: ભલે, એમ કરો.

ગામમાં દાંડી પીટાઇ: જે કોઇ વગર કારણે લશ્કરી ખાતામાં દાખલ નહિ થાય, તેને ફાંસીએ ચઢાવવામાં આવશે.

લોકો તે સાંભળી સેનાપતિ પાસે આવ્યા અને કહે: તમે દાંડી પીટાવી છે તે અમે સાંભળી; પણ લશ્કરમાં દાખલ થઇ અમારે શું કરવાનું છે તે તો અમને ખબર નથી. કોઇ તો કહે છે કે લશ્કરમાં દાખલ થાય છે તેને તો મરવું પડે છે.

સેનાપતિએ જવાબ દીધો: એમ પણ કોઇ વેળા બને.

એટલે લોકોએ લશ્કરમાં દાખલ થવાની ના પાડી અને જીદ પકડી: ગમે તે પ્રકારે મરવાનુંજ છે, તો ભલે અમે ઘેરબેઠાં ફાંસીએ ચઢીએ.

સેનાપતિ ચિઢાઇને બોલ્યો: તમે બધા બેવકૂફ છો. લડાઇમાં તો મરીએ પણ ખરા ને મારીએ પણ ખરા. પણ લશ્કરમાં દાખલ નહિ થાઓ તો તો ખચીતજ મરશો.

આથી લોકો મુંઝાયા અને રાજાજી પાસે ગયા, ફરીઆદ કરી, કે: લશ્કરમાં દાખલ નહિ થઇએ તો આપ અમને ફાંસી દેવાના છો એ વાત ખરી છે?

રાજાજી કહે: હું તો એકલો તમને બધાને કેવી રીતે ફાંસીએ ચઢાવું ? હું કંઇ સમજતો નથી. સેનાપતિ કોણ જાણે શેની વાતો કરે છે!

બધા બોલી ઉઠયા: ત્યારે અમે કંઇ લશ્કરમાં દાખલ થવાના નથી.

બહુ સારૂં. ન થતા. એમ કહી રાજાજીએ

તેમને વિદાય કર્યા.

(૨૩)

શયતાને જોયું કે આ દાવ તો ન ફાવ્યો. એટલે તે ત્યાંથી નાસી પડોશના રાજા પાસે ગયો. તેણે કહ્યુંઃ મહારાજ! આપ બહાદુર છો. મૂરખ-રાજનો દેશ તમે સહેલાઇથી જીતી શકો. તેના માણસો નમાલા છે. તેની પાસે ઢોર અને દાણા પુષ્કળ છે. તમે લડાઇ કરો તો બધું લુંટી લેવાય.

રાજા ફુલાયો. લડાઇની તૈયારી કરી. મૂરખ-રાજની સરહદ પર લશ્કરે પડાવ નાંખ્યો.

લોકોએ મૂરખરાજને જઇને વાત કરી કે પડોશી રાજા આપણા ઉપર ચઢી આવે છે.

રાજા કહેઃ ભલે આવે. તેને આવવા દો.

દુશ્મનના સિપાઇઓ મૂરખરાજનું લશ્કર તપાસવા નીકળ્યા. પણ ક્યાંય લશ્કરજ ન મળે. તેમણે લુંટફાટ ચલાવી. અનાજ અને ઢોર લઇ જવા લાગ્યા. લોકો કહેઃ ભલે લઇ જાઓ. અમારે ત્યાં પુષ્કળ છે. પણ તમારા ગામમાં તંગીજ હોય, તો

આવીને અહિંજ વસો. આ બધું લઇ જવાની તકલીફ મટી જશે.

સિપાઇઓ વિચારમાં પડયા. કોઇ સામે થયું નહિ એટલે લુંટમાં સવાદ રહ્યો નહિ.

થાકીને રાજા પાસે ગયા ને કહેવા લાગ્યા: મહારાજ, આપે અમને લડવા મોકલ્યા. પણ અહિં તો કોઇ લડતું નથી. અમારી તલ્વાર કોને લગાવીએ? સૌ પોતપોતાની પાસે હોય, તે ખુશીથી આપી દે છે. હવે અમે શું કરીએ?

રાજા ગુસ્સે થયો: તમે મૂરખ છો. એમનાં ઘરબાર બાળી નાંખો. ઢોર કાપી નાંખો. ઘાસની ગંજીમાં આગ લગાડો. નહિ તો હું તમને મારી નાંખીશ.

સિપાઇઓ બીધા. હુકમ પ્રમાણે કરવા ચાલ્યા. લોકો સામે થવાને બદલે રોવા લાગ્યા, અને કહ્યું: તમે આમ નકામું નુકશાન શા સારૂ કરો છો? તમને જે જોઇએ તે લઇ જાઓ. અમે ના કહેતા નથી.

સિપાઇઓને દયા આવી. તેઓ રાજાનો હુકમ માનવાની ના પાડી એકેજથે ચાલતા થયા.

(૨૪)

શયતાનની બાપડાની નિરાશાનો પાર રહ્યો નહિ. પણ તેનાથી સીધા તો બેસાયજ નહિ. એટલે તેણે નાણાવટીની દુકાન મૂરખરાજના રાજ્યમાં કાઢી. નાણાં વડે તેણે આ ત્રીજા ભાઇને અને તેની રૈયતને હરાવવાનો મનમાં ઘાટ ઘડયો.

તે રાજા પાસે ગયો અને કહ્યુંઃ હું આપને ઘણો લાભ કરી આપવા ધારૂં છું. હું તમારી રૈયતને ડહાપણ શીખવીશ. હું તમારા રાજ્યમાં એક કોઠી સ્થાપવા માંગું છું.

રાજાએ કહ્યુંઃ મારા રાજ્યમાં સુખેથી રહો, ને ઠીક લાગે તેમ કરો.

બીજે દિવસે નાણાવટીએ ચોકમાં માણસોને ભેગા કર્યાં, અને કહ્યુંઃ તમે લોકો ઢોર પેઠે રહો છો. હું તમને માણસાઇ શીખવવા ઇચ્છું છું. તમે ઘર બાંધવામાં મને મદદ કરો. મારી

દેખરેખ તળે કામ કરો. હું તમને તમારી મહેનત બદલ સોનામહોરો આપીશ.

એમ કહી તેણે ચકચકતી મહોરો બતાવી.

તે જોઇ લોકો અચંબો પામ્યા.

તેઓ તો માલનું સાટું કરતા. ખેડૂતો દાણા આપી કાપડીઆ પાસે કાપડ લે. મજુર જોઇતા હોય તો તેને પણ દાણો આપે. જેને જે જોઇએ તે પોતાનો માલ આપી બદલામાં લઇ આવે.

પણ આ ચકતાં તેમને રૂપાળાં લાગ્યાં. પોતાનો માલ આપી તેમણે તે લેવા માંડ્યાં.

નાણાવટીને લાગ્યું કે હવે દાવ સફળ થયો. મહોરો આપી માલ એકહાથ કરી હવે લોકોને પાયમાલ કરી શકાશે.

પણ તેની ગણતરી ખોટી પડી. લોકો કંઇ નાણાં તરીકે મહોરો લેતા નહોતા. તેઓ તેને રમકડાં ગણતા અને બાળકોને રમવા આપતા. બધા બાળકોને પૂરતાં રમકડાં મળી રહ્યાં એટલે

તેઓ મહોર લેતા બંધ થઇ ગયા.

પણ નાણાવટીનો મહેલ તો હજુ અધુરો હતો. તેનો કોઠાર પણ ઉણો હતો. હવે તેણે પહેલાં કરતાં બમણી મહોરો આપવા માંડી.

તે છતાં મજુરોએ કામ પર આવવાની અને ખેડૂતોને દાણો દેવાની ના પાડી. કોઇ વેળા વળી મહોર જોઇએ તો ખેડુતના છોકરાં થોડાં બોર આપી થોડી મહોર લઇ આવે. પણ સરવાળે નાણાવટી ભુખે મરવા લાગ્યો.

તે ઠેકઠેકાણે ભમવા લાગ્યો, અને મહોરો સાટે અનાજ માગવા લાગ્યો. પણ સૌએ કહ્યું કેઃ અમારી પાસે રમકડાંની હવે ખોટ નથી. તું ભુખ્યો હોય, તો ઇશ્વરપ્રીત્યર્થે ખાવાનું ભલે લઇ જા.

પણ ઇશ્વરનું નામ બોલાય ત્યાં શયતાનથી તો ઉભાજ કેમ રહેવાય? તે તો ત્યાંથી તુરતજ નાસે. ઇશ્વરને નામે ખાવાનું તો તેનાથી લેવાયજ કેમ? એટલે ગુસ્સે થઇ તે ગાજી ઉઠયોઃ તમે



મૂરખરાજ ]　　　　　　　　　　　　　　　　　　　　[ ગાંડીવ

પેલા ભાઇ તો બરાડા પાડ્યાજ કરે. આવતા જતા લોકો સાંભળે, ઉંચે જુએ ને ન સમજે એટલે ચાલતા થાય.

લોકો જાનવરથીયે બેવકૂફ છો. અક્કલના બારદાન છો. પૈસાથી આખી દુનિયા હું જીતું, પણ તમને તે પણ નથી જોઇતા.

લોકો કહે: અમે તારા પૈસાને શું કરીએ? અમારે ક્યાં કરવેરા ભરવા પડે છે?

આમ શયતાનભાઇ અનાજ વગર ભૂખે મરવા લાગ્યા.

( ૨૫ )

એટલે તે વાત લોકોએ રાજાને કરી. રાજા કહે: આપણે તેને ભુખે મરવા ન દેવો. બધાએ એકેક દિવસ એને ખવડાવવું.

શયતાન મજુરી તો કરે નહિ. મજુરી કરીને પેટ ભરવાની તેની દાનત નહિ. તેથી હવે લાચારીથી તેને ભીખ કબુલવી પડી, અને વારા પ્રમાણે જમવા લાગ્યો. એક દહાડો વારા પ્રમાણે તે રાજાજીને ત્યાં જમવા આવ્યો. મોંઘી રાંધતી હતી. તેમને ત્યાં માણુસ ઘણા જમતા. પણ કેટલાક આળસુ લોકો કામ કર્યા વિના વહેલા આવી

ખાઇ જતા, તેથી તે કંટાળી હતી. પછી તેણે નિયમ કર્યો કે જે માણુસના હાથ પર કોદાળીના આંટણુ ન દેખાય તેવાને પહેલા ન જમાડવા. મહેનતુ માણુસો જમી જાય પછીજ તેમને ખાવાનું દેવું.

આજે મોંઘીએ તે પ્રમાણે શયતાનના હાથ જોયા. આંટણુ તો તેને હાથે શાનાજ હોય? તે મુંગી હતી એટલે તેણે ઇશારે કહ્યું કેઃ તમને જમવાનું છેવટે મળશે. મજુરો ખાઇ લેશે, પછી તમને જમાડીશું.

શયતાન શરમાયો ને ગુસ્સે પણુ થયોઃ તમારો કાયદો આંધળો છે. બધાજ માણુસોએ મહેનત કરવી જોઇએ એ તો અહિંજ તમારા રાજમાંજ જોયું. અક્કલવાન માણુસોને પણુ મજુરી કરવાની હોય?

રાજાજી કહેઃ તે તો કોણુ જાણે. અહિં તો, ભાઇ, બધું કામ હાથે અને પગે થાય છે.

શયતાને કહ્યુંઃ તેનું કારણુ એ છે કે, તમે

લોકો અક્કલ વગરના છો. મગજશક્તિથી કેમ કામ કરવું તે હું તમને શીખવું. પછી તમને માલમ પડશે, કે હાથ પગ કરતાં મગજથી કામ કરવાનું ઘણુંજ ફાયદાકારક છે.

રાજાજી અજાયબી પામ્યા ને બોલ્યા: ત્યારે તો હું મૂરખો કહેવાઉં છું, તેમાં કંઇ ખોટું નહિ.

શયતાને આગળ ચલાવ્યું: પણ એટલું યાદ રાખવું કે મગજથી કામ કરવું એ કંઇ સહેલું નથી. મારા હાથ પર આંટણ નથી તેથી તમે મને આળસુ માનો છો. પણ ખાતરીથી માનજો કે મગજનું કામ હાથ પગના કામ કરતાં સો-ગણું મુશ્કેલ છે. ને કેટલીક વાર તો મગજ ભમી જાય છે; અરે, જાણે તે ચીરાઇજ જાય છે.

રાજાજી પાછા વિચારમાં પડયા, અને બોલ્યા: એમ છે ? તો પછી એટલી બધી તકલીફ લેવાની જરૂર શી ? મગજ ચીરાઇ જાય એવું કામ શા માંટે કરવું વારૂ ? એના કરતાં હાથ પગ વાપરવા

તેજ ઠીક નહિ?

શયતાને કહ્યું: એ બધી તકલીફ હું તમારે સારૂ ઉઠાવું છું. તેમ ન કરૂં તો તમે સદાય મૂરખા રહો. તમારા જેવા મૂરખાઓને જ્ઞાન આપી ડાહ્યા કરવાની પરમાર્થી લોકોની ફરજ છે. મને મગજથી કામ કરતાં આવડે છે. તે તમને સૌને શીખવવા હું તૈયાર છું.

રાજાજી વધારે વિચારમાં પડ્યા. પણ પછી બોલ્યા: ભલે ભાઇ, શીખી મૂકેલું કામનું છે. અમને શીખવજો. હાથ પગ થાંકશે ત્યારે મગજ વાપરીશું.

(૨૬)

શયતાને કબુલ કર્યું. રાજાજીએ ઢોલ પીટાવ્યો કે એક ગૃહસ્થ લોકોને મગજ વડે કામ કરતાં શીખવનાર છે. જ્યારે તમારા હાથ પગ થાકે કે ભાંગે ત્યારે મગજ વાપરજો. વળી મગજથી વધારે કામ થાય છે એમ પણ એ ગૃહસ્થ કહે છે.

ગામમાં એક મિનારો હતો. તેને એક ઉંચી

ને સીધી સીડી હતી. તે મિનારા પર શયતાનભાઇ ચઢ્યા.

લોકો તેને સાંભળવા આવ્યા. તેઓ ધારતા હતા કે શયતાન કંઇ કળા કરી બતાવશે; પણ તેણે તો મોટેથી ભાષણ કરવા માંડયું. લોકો અંગમહેનત વગર કેવી રીતે નભી શકે તે પર એણે વ્યાખ્યાન આપ્યું. પણ લોકોને કંઇ સમજ ન પડી. કંઇ ન સમજાયું એટલે તેઓ તો પોતપોતાને કામે વળગ્યા.

પેલા ભાઇ તો બરાડા પાડયાજ કરે. આવતા જતા લોકો સાંભળે, ઉંચે જુએ, ને ન સમજે એટલે ચાલતા થાય. મિનારા પર કંઇ ખાવાનું હતું નહિ. લોકોએ ધાર્યું કે મગજ વતી એ પોતાનું ખાવાનું નિપજાવી લેશે અને ખાવાનો બંદોબસ્ત મગજના કામથી થઇ જશે. એટલે ખાવાનું પહોંચાડવાનું કોઇને ન સૂઝયું.

રાજાજીએ લોકોને પુછાવ્યું: કેમ, પેલા ગૃહસ્થે મગજ વતી કામ કરતાં શીખવ્યું કે?

લોકો બોલ્યા: ના જી, એ તો બોલબોલ કર્યાં

કરે છે.

બોલતો બોલતો શયતાન થાકયો. તે ભૂખથી નબળો પડયો, ને લથડીયાં ખાવા લાગ્યો. દિવાલ સાથે તેનું માથું પછડાયું. આથી લોકોને લાગ્યું કે હવે તેણે મગજ વતી કામ કરવા માંડયું ખરૂં. તેમણે રાજાજીને તે વાતની ખબર આપી.

આ સાંભળી મૂરખરાજ મિનારા પાસે આવ્યો. તે પહોંચ્યો ત્યારે શયતાન છેક ઢીલો થઇ ગયો હતો. તેનું માથું પછડાઇ ગયું હતું. તે ઉતરવા ગયો. પણ પગમાં જોર નહિ, એટલે પગથીએ માથું પછાડતો નીચે પટકાયો.

રાજાજી બોલ્યા: ગૃહસ્થ કહેતો હતો તે વાત ખરી. કામ કરતાં કરતાં મગજ ચીરાઇ જાય છે એ એણે ખરૂંજ કરી બતાવ્યું. પણ હાથમાં આંટણ પડે તે આથી સારાં. આમ તો માથે ઘણાં ઢીમડાં થાય.

મૂરખે પાસે જઇ જોવા માંડયું કે કેટલું કામ થયું છે. તપાસ કરતાં તેનાથી બોલાઇ ગયું:

હે ઇશ્વર, આણે તો કંઇજ કર્યું નથી.

આ શબ્દ તેના મ્હોંમાંથી નીકળતાંજ શયતાન પડયો હતો ત્યાં સમાઇ ગયો અને ત્યાં એક ખાડોજ રહ્યો.

આથી મૂરખરાજને સમજ પડી ને તે બોલ્યોઃ અહં ! આ તો પેલા ભાંગફોડીઆઓ આવેલા, તેનો બાપ જણાય છે !

આમ શયતાનનું કંઈ ચાલ્યું નહિ ને મુરખરાજ તો જેવો ને તેવો સુખી રહ્યો. શયતાનના ફાંસામાં ફસાયલા તેના ભાઇઓ દુઃખી થઇ ગયા. તેમણે પણ મૂરખના જેવી સાદી રહેણીકરણી પકડી. રાજ્યમાં ઘણા સારા સારા માણસો ભેગા થયા. સર્વે આપમહેનત અને સચ્ચાઇથી ગુજરાન કરી ભાઇચારામાં રહેવા લાગ્યા, અને ખાઇપીને મોજ કરી.

આંખે આવશે મહોર
વાર્તા કહીશું પહોર

## પ્રત્યેક કુમારે વાંચવા લાયક

# બ્રહ્માંડનો ભેદ

સચિત્ર બાળવાર્ષિક




# મધપૂડો



આજે જ — વસાવો

રસભરી કવિતાઓ........
લાડકાવ્યો..............
પરીઓની વાતો.........
વિજ્ઞાનની રમુજો.........
નવી નવી રમતો.........
ઇતિહાસકથાઓ.........
પ્રેરક ચરિત્રો, સમસ્યાઓ
કોયડા..................
અને....................
એવું બીજું ઘણુંયે.......
વળી પાને પાને.........
ચિત્રો તો ખરાંજ.

૦-૧૨-૦

ગાંડીવ

---

**ગાંડીવનાં બધાં ૪૪ બાળપુસ્તકો વસાવો.**